# જૈનરીવ્યુ અને ચાલુ ચર્ચા

યાને

## તદન્તર્ગત કેટલાક લેખોની

## સમીક્ષા.

લેખક—

મુનિ-શંકરવિજય.



પ્રકાશક—

મફતલાલ જેઠાલાલ શાહ.

અમદાવાદ—શ્રી અંબિકા વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું. ઠે. ઢાલગરવાડા.

# જૈનરીવ્યુ અને ચાલુચર્ચા

યાને

## તદન્તર્ગત કેટલાક લેખોની સમીક્ષા.

લેખક.

મુનિ. શંકરવિજય.

આ ચાલુ ચર્ચામાં જૈનપત્ર અને જૈનરીવ્યુએ ખાસ કરીને આગળ પડતો ભાગ લીધો છે અને લે છે. તેના અધિપતિ સંપાદક તથા પ્રકાશક મહાશયના મગજમાં એક જાતનું ભુંસું ભરાઇ ગયું છે. અને તેના પ્રભાવે તેઓના હૃદયમાં આજકાલના સાચા યા ખોટા પણ 'સુધારક, નામધારીઓ ઉપર બહુમાન અને સત્યમાર્ગ પ્રકાશક મહાત્માઓ ઉપર તિરસ્કારની લાગણી ઉત્પન્ન થઇ હોય એમ તે પત્ર અને અનિયમિત માસિકમાં આવતા લેખો ઉપરથી સમજી શકાય તેમ છે.

જે પત્ર અને માસિકે સમાજમાં ઉચ્ચ સંસ્કારો ફેલાવીને શિથિલ થતી ધર્મભાવનાને સુદૃઢ બનાવવી જોઇએ, તેજ પત્ર અને માસિક કુસંસ્કારો ફેલાવે; ધર્માત્માઓની નિંદા કરે, અરે એટલુંજ નહિ પરન્તુ જૈનપત્ર તો ધર્મગુરૂઓની નિંદાથી ભરપુર બંસીલાલ સોમનલાલ અને ગુરૂ ઘંટાલના નામથી પ્રસિદ્ધ થયેલાં કાનષ્ટતર હેન્ડબીલો વહેંચે અને તે દ્વારાએ ધર્મના રહસ્યથી અનભિજ્ઞજનોની ધર્મભાવનાને નષ્ટપ્રાય બનાવવા કોશીષ કરે, તે તેના તંત્રી અને સંપાદકને ઓછી હીણપ લગાડનારૂં નથી. પણ આ વિચાર તેમના હૃદયમાં નથી આવતો, એ તેમની કમનસીબીને જ આભારી છે.

પ્રસ્તુત લેખ જૈનરીવ્યુને ઉદ્દેશીને જ લખવામાં આવે છે માટે જૈનપત્રને બાજુપર રાખી તેના સંબંધમાંજ આ લેખમાં ઉહાપોહ થશે.

જૈનરીવ્યુના સંપાદક તથા પ્રકાશક મહાશયે ચાલુ ચર્ચાની નિષ્પક્ષપાત તપાસ કરવા માટે પ્રારંભમાં શ્રીમાન્ વિજયધર્મસૂરિજી, શ્રીમાન્ સાગરાનંદસૂરિજી, શ્રીમાન્ કર્પૂરવિજયજી અને પોતાના ડીસેમ્બર માસના રીવ્યુના લેખોમાંથી કેટલાક ફકરાઓ ટાંકયા છે.

## સૂરિજીની સમીક્ષા.

પ્રિય વાંચકો? વાંચો શ્રીમાન્ વિજયધર્મસૂરિજીનો આ પ્રથમ ફકરો—

"ઓ પ્રભુવીરના સાધુઓ? દેશકાળને ઓળખો, વિચારશીલ બનો, ગતાનુગતિક ન થાવ, ચૈત્યવાસીઓના જે રિવાજ સમાજમાં પેસી ગયા હોય, તેને નિર્મૂલ કરવાને તૈયાર થાવ. શાસનને નિષ્કલંક કરો."

સુજ્ઞ વાંચકો? તમે અને હું આ ફકરાના અવલોકનથી શ્રીમાન્ વિજયધર્મસૂરિજીની ભાવના અને માન્યતા કેવા પ્રકારની છે તે જાણી શકીએ તેમ છીએ. પરન્તુ આજકાલના નામધારી સુધારકોને ફરતાં વારજ નહિ માટે આપણે જે કંઈ સમજયા છીએ, તેને નિઃશંક કરવા માટે શ્રીમાન્ વિજયધર્મસૂરિજીની પાસેજ તે સંબંધમાં કેટલાક લેખીત ખુલાસા માગી લઈએ. હું માનું છું કે સુધારોનો ઝંડો લઈને બહાર નીકળી પડેલા તે શાસ્ત્રવિશારદ જરૂર તેના સ્પષ્ટ ખુલાસા બહાર પાડશે, તેઓ પૃચ્છકને પ્રત્યુત્તર આપવા જેટલું પણ સાચા સુધારકોનું અનુકરણ નહિ કરે એમ તો નહિજ બને એમ મારૂં માનવું છે.

શું સાંપ્રતકાલીન સાધુઓ પૈકી એક પણ સાધુ દેશકાલને ઓળખી શકતો નથી? શું આપની દૃષ્ટિમાં વિચારક તરીકે એક પણ

સાધુ આવતો નથી ? શું દરેક મહાત્માઓ ગતાનુગતિક બની ગયા છે ? શું ચાલતા રીવાજો અયોગ્ય અને ચૈત્યવાસીઓ તથા પડવાઇઓએજ ઘુસાડેલા છે ? અને શું વર્ત્તમાનશાસન કલંકિત છે ?

શાસ્ત્રવિશારદ સૂરે ? જો ઉપરના પ્રશ્નોના પ્રત્યુત્તરમાં આપ 'હા' એમ કહેતા હો તો હું આપને પુછું છું કે–આપ કેવા પ્રકારના સાધુઓને દેશકાળને ઓળખનારા, વિચારક અને ગતાનુગતિક પ્રવૃત્તિ નહિ કરનારા માનો છો ? કયા કયા રિવાજો અયોગ્ય અને ચૈત્યવાસીઓ તેમજ પડવાઇઓથી ઘુસેલા છે ? અને વર્ત્તમાનકાલીન શાસન કલંકિત છે. એમ આપ શા આધારે કહી શકો છો ?

સાચીજ વાત છે કે દેશકાળને યથાસ્થિતપણે નહિ ઓળખનારા અને શાસ્ત્રનિરપેક્ષપણે પ્રમાણશૂન્ય અને કલ્પિત વિચારો ફેલાવનારા આખી સમાજના દુશ્મન બની એક જબરો કોલાહલ મચાવી શાસનઉન્નતિના નામેજ શાસનની અવનતિ કરનારા નિવડે છે.

સૂરિજી ? આપ કહો છો કે–" દશ વર્ષ પછી કોઈ ધી બોલશે નહિ " તો હું કહું છું કે–તેમાં આપ અને બીજાઓ શું કરી શકવાના હતા ? એવા ઘણાએ અધર્મિઓ પાકયા છે કે–જેઓ પૂજ્યોની પૂજા કરવાને બદલે નિંદાજ કરે છે. ધર્મના નામેજ અધર્મ ફેલાવે છે. ઉપકારીઓ ઉપર પણ અપકારનો વરસાદ વરસાવે છે. ખાય છે તેનુંજ ખોદે છે. અરે જેના આધારે જીવે છે, તેનોજ નાશ કરવા પ્રયાસ કરે છે, અને ઉન્નતિના નામે અવનતિના માર્ગોને સેવે છે, અને બીજા પાસે સેવરાવવાનો પ્રયાસ કરે છે.

સૂરિજી ? આપના " હું જે કંઇ બોલું છું, લખું છું, વર્તું છું તે કેવળ વીરશાસનની સેવા માટે, છતાં છદ્મસ્થતાને કારણે ભૂલ થતી હોય તો તેને સુધારવાને હું તૈયારજ છું. " આ લખાણને વર્ત્તનમાં

મૂકયા વિના કોઇ પણ માની લે નહિ શાસનની સેવા અને ભૂલનો સુધારો એ આપના વચન માત્રમાંજ છે એમ મારૂં માનવું છે જો વર્ત્તનમાં પણ હોત તો આ પરિણામ કદી પણ આવતજ નહિ.

મારૂં એ દ્દઢમન્તવ્ય છે કે ગૃહસ્થોને રીઝવવા ખાતર, સ્વાર્થની ખાતર ગૃહસ્થોને આધીન રહીને જેઓ સત્ય હકીકતને ગોપવે છે, અને અસત્યનો પ્રકાશ કરે છે. તેઓને કદી પણ ભવભીરૂતો નજ કહી શકાય એટલુંજ નહિ પણ તેઓ ધર્મનામને પણ લાયક નથી.

વાંચકો ? વાંચો આ શાસન શુભેચ્છકસૂરિનો અંતિમ ફકરો.—

" પૂજા,-વરઘોડા, આરતી, સ્નાત્રમહોત્સવ, સ્વપ્ન, ઘોડીઆ, પારણુ, અને એવી બીજી બોલીઓના નિમિતે પ્રાપ્ત થતા દેવદ્રવ્યનો, દેશકાળની હાજતો ધ્યાનમાં લઈ જુદા જુદા શુભ ખાતાઓમાં વ્યય થઇ શકે છે; ભૂતકાળમાં દેવદ્રવ્યની સાથે સંબંધ ધરાવતી બોલીઓની ઘીનું દ્રવ્ય દેવદ્રવ્ય ગણવું એવી તે કાલે જે સંઘે કલ્પના કરી તે તે કાલની હાજતોની અપેક્ષાએ વ્યાજબી હતી. પરંતુ દેશકાળ ફેરવાયો છે એટલે જે બોલીઓની આવકને દેવદ્રવ્ય તરીકે ગણવાને શ્રી સંઘે કલ્પના કરી છે તે બોલીઓની આવકને સાધારણ ખાતામાં લઇ જવાની શ્રી સંઘ જો હાલમાં કલ્પના કરે તો તે જરૂરનું અને પ્રશસ્ત છે; આ સંબંધમા શાસ્ત્રનો કે ધર્મનો વાંધો છેજ નહિ."

સૂરિજી ? પ્રભુ ભક્તિ અને જ્ઞાન ભક્તિ નિમિતે બોલાતી બોલીઓની ઉપજને અન્ય ખાતામાં ખરચી શકાય આ કલ્પના આપના ભેજાએ શા આધારે કરી ? આપનાજ કથન પ્રમાણે દેવદ્રવ્ય સાથે સંબંધ ધરાવતી બોલીઓની ઉપજ સાધારણ ખાતામાં શી રીતે જઇ શકે ? અને આપ વારંવાર લખ્યા કરો છો કે " બોલીઓનું ઘીનું દ્રવ્ય-દેવદ્રવ્ય ગણવું એવી તે કાલે જે સંઘે કલ્પના કરી તે તે

કાલની હાજતોની અપેક્ષાએ વ્યાજબી હતી" તો કયા કાળમાં ક્યાંનાં શ્રી સંઘે કઈ કઈ હાજતોની અપેક્ષાએ તેવી કલ્પના કરી છે. એ વાત અદ્યાપિ પૃચ્છકો તરફથી વારંવાર પુછાયાં છતાં પણ આપ કેમ જણાવતા નથી? "તે બોલીઓની આવકને સાધારણ ખાતામાં લઇ જવાની શ્રી સંઘ જો કલ્પના કરે તો તે જરૂરનું અને પ્રશસ્ત છે. આ સંબંધમાં શાસ્ત્રનો કે ધર્મનો વાંધો હોજ નહિ" આ હકીકત સિદ્ધ કરવા માટે શું આપને પ્રમાણો આપવાની જરૂર નથી? અને નથી તો તેમાં કારણ શું? શું સાચા સુધારકો આમ વિના પ્રમાણેજ જેમ તેમ ધસડી મારતા હશે?

શાસ્ત્રવિશારદ સૂરિજી? જો આપ સાચા શાસનશુભેચ્છક હો, જો આપ સન્માર્ગનુંજ સમર્થન કરવા બહાર આવ્યા હો અને આપે વારંવાર વિના આધારે જાહેર પેપરો અને ટ્રેકટો દ્વારા કરેલી ઉદ્દઘોષણા જો સાચી હોય તો આપ મારા તરફથી પુછાયેલા ઉપરના પ્રશ્નોના યોગ્ય રીતિએ આધાર સાથે પ્રત્યુત્તરો આપશો.

## સંપાદકના લેખની સમીક્ષા.

સંપાદક મહાશયજી? ડીસેમ્બરના માસિકમાં તમોએ કરેલું "જો દેવદ્રવ્યનો આવક પ્રમાણે વ્યય થયો હોત, જો દેવદ્રવ્યના ભંડારો હદ બહાર બિન જરૂરી વધારી કારખાનાઓ ચલાવવામાં ના આવતા હોત, તો દેવદ્રવ્યની ચર્ચાએ જૈન સંઘમાં જન્મજ નહિ લીધો હોત." આ લખાણ ત્યારેજ સત્ય મનાત કે જ્યારે દેવદ્રવ્યના ભંડારોની ઉચિત વ્યવસ્થા કરાવવા સંબંધી ચર્ચા ઉપસ્થિત થઇ હોત, પરન્તુ ચર્ચા તો માત્ર દેવદ્રવ્યને ઉડાડી દેવા અને ચાલુ શાસ્ત્ર સિદ્ધ દેવદ્રવ્યની આવકોને તોડી પાડવા માટેજ ઉપસ્થિત થઈ છે.

સંપાદકજી ? બન્ને આચાર્યો દેવદ્રવ્યને શાસ્ત્રાધારે માને છે એ વાત સાચી છે, પરન્તુ તેને જરૂરી પણ બન્ને આચાર્યો માને છે. એમ લખવામાં તમે ભયંકર ભૂલ કરી છે, એ ભૂલ જો શ્રીમાન્ વિજયધર્મસૂરિજીની પ્રથમ પત્રિકા તમે મનન પુરઃસર વાંચશો તો જરૂર સમજી શકશો અને સાથે જો ધર્મસૂરિજી એકત્રિત થયેલા દેવદ્રવ્યને પણ ભક્તિ નિમિત્તકજ માને છે તો પછી ઉત્પન્ન થતા દ્રવ્યને પ્રભુભક્તિ નિમિત્તક કેમ નથી માનતા ? શું તે વાતમાં તેઓ કંઇ પ્રમાણ આપે છે ખરા કે ?

સંપાદકજી ? ચર્ચાના સંબંધમાં સમસ્ત સમાજ અંધારામાં રમતીજ નથી માત્ર કેટલાક પરમાર્થને નહિ જાણનારાજ અંધારામાં આથડે છે, અને એમનાજ પ્રભાવે સમાજમાં નકામા વિક્ષેપો ઉભા થવા પામ્યા છે, અને પામે છે,

સંપાદકજી ? તમારી મતીએ સત્ય યા અસત્ય, જરૂરી યા બીન જરૂરી મુદ્દાઓ તો ઘણા શોધી કાઢયા છે તે સંબંધમાં ઘણાજ ઉહાપોહની જરૂર છે. પરન્તુ તેમ ન કરતા બે આચાર્યોના કથનને દૃષ્ટિ સમીપ રાખીને તમે પોતેજ કરેલા પરીક્ષણના સંબંધમાંજ કેટલીક જરૂરી ઉહાપોહ કરવી ઇષ્ટ છે માટે જ તેની શરૂઆત થાય છે.

## પ્રકાશકની પરીક્ષાનું પરીક્ષણ.

પ્રકાશકજી ? શ્રીમાન્ સાગરાનંદસૂરીશ્વરજીએ ક્યારે એમ જણાવ્યું છે કે "જૈનોને ન થાય તેવાં કાર્યોમાં દેવદ્રવ્ય રોકાતું હોય એમ જાણવામાં નથી. ?" દેવદ્રવ્યનો ઉચિત વ્યય નહિ કરનારા ટ્રસ્ટીઓ તરફ તેઓશ્રીએ કઈ વખતે પ્રશસ્ત ભાવ દર્શાવ્યો છે ? અરે શું તેઓશ્રીએ તેવા ટ્રસ્ટીઓ તરફ પોતાનો અણગમો દર્શાવ્યો નથી ? અને અવિધિથી થતી દેવદ્રવ્યની વૃદ્ધિને અશાસ્ત્રીય અને સંસાર વર્ધક જણાવી નથી ? વાત સાચી છે કે,

તમારી માફક તેઓશ્રીએ શ્રદ્ધા અને ભાકત પુરઃસર દેરાસરોની રક્ષા કરનારાઓ ઉપર અણુઘટતા આક્ષેપો અને તિરસ્કાર નજીજ કર્યો અને એ કાર્ય શાસન સંરક્ષકસૂરીશ્વરોનું તો નજ હોઇ શકે.

આચાર્યશ્રી આણંદસાગરજી મહારાજ સાચુંજ કહે છે કે પાંચ સાત સ્થળો સિવાય દેવદ્રવ્ય તેમજ સાધારણ દ્રવ્ય એ ઉભયની એક સરખી જરૂર છે અને એતો આખી સમાજ જાણે છે કે " સાધારણ તરીકે ઓળખાતું દ્રવ્ય એ દેવમંદિરોના અંગે પણ ખરચી શકાય છે પરન્તુ દેવદ્રવ્ય તરીકે ઓળખાતું દ્રવ્ય સાધારણ ખાતામાં ખરચાઇ શકાય તેમ નથી," પરન્તુ આ ઉપરથી તમારી માન્યતા પ્રમાણે એમ સિદ્ધ નથી થઇ શકતું કે દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી એ ઉન્માર્ગ છે. અને સાધારણ દ્રવ્યની વૃદ્ધિ કરવી તે સન્માર્ગ છે. જો એમજ હોત તો અમારા પૂર્વ પુરૂષો અને ખુદ તીર્થંકર મહારાજા સાતક્ષેત્રમાં દ્રવ્ય વ્યય કરવાનો ઉપદેશ કદી પણ ન આપતા અને તેમાં પણ દેવદ્રવ્યને પ્રથમ સ્થાનતો નજ આપતા અરે એટલું જ નહિ પણ છએ ખાતાં રદ કરીને એક સાધારણ ખાતામાંજ દ્રવ્ય વ્યય કરવાનો ઉપદેશ આપતા.

વિના વિચારે અને વિના પ્રમાણે અને કોઇ એક વ્યક્તિના કથન ઉપર આધાર રાખીને " આગળ દેવદ્રવ્યની મોટી જરૂર હતી અને અત્યારે નથી, તેથી બોલીઓની આવકને સાધારણમાં લઇ જવામાં આવવીજ જોઇએ, તેમ કરવામાંજ ડહાપણ છે આ સંજોગોમાં સાગરજીની સલાહ સંઘના લાભોથી પ્રતિકુળ છે. જો બોલીઓની આવકને ફેરવવામાં નહિ આવે તો ચોરીઓ અને ખકીઓ વધી જશે, તે નાણાનો ગેરઉપયોગ–દુરૂપયોગ થશે. તે [ દેવદ્રવ્યનું ] નાણું સંઘપર એક બોજારૂપ અને નકામું છે, શ્રીરત્નપ્રભસૂરિના વખતની

સ્થિતિ અને હાલની સ્થિતિમાં રાતદિવસનો ફરક છે." આ પ્રમાણે લખી મારવું તે એક માસિકના સંપાદક તથા પ્રકાશકને પ્રશસ્ય ન ગણાય.

પ્રકાશકજી? જો ઉપરની વાતો તમે વિચાર પૂર્વક સમજીનેજ લખી હોય તો સમજાવો કે આગળ દેવદ્રવ્યની જરૂર હતી અને અત્યારે કેમ નથી? બોલીઓની આવકને સાધારણ ખાતામાં લઇ જવીજ જોઇએ. એનું કંઇ કારણ? સાગરજી મહારાજની સલાહ સંઘના લાભોથી પ્રતિકૂળ છે તેનું કંઇ કારણ? દેવદ્રવ્યની આવક સાધારણ ખાતામાં લઈ જવાથી ચોરીઓ અને ખડકીઓ નહિ થાય અને નહિ લઇ જવાથી થશે તેમાં કંઇ પ્રમાણ? તે નાણાનો ગેરઉપયોગ શાથી થશે? તે નાણું સંઘ ઉપર બોજારૂપ છે અને નકામું છે એની કંઇ સાબીતી? શ્રીમાન્ રત્નપ્રભુસૂરીશ્વરજી મહારાજાના વખતની સ્થિતિ કેવા પ્રકારની હતી અને અત્યારની સ્થિતિ કેવી છે? શ્રાદ્ધ વિધિના લેખક કોણ છે તે જાણવામાં છે યા નહિ? અને શ્રીમાન્ રત્નપ્રભસૂરીશ્વરજી મહારાજ ક્યારે અને કયા ગચ્છમાં થયા છે એ પણ ખબર છે કે?

રીવ્યુના પ્રકાશકજીએ ધર્મસૂરિજી અને તેમના અનુયાયિઓથી પણ વિરૂદ્ધ થઇને "શ્રાદ્ધ વિધિમાં પણ બોલીઓ ઉપદેશી છે,' આ પ્રમાણે કબુલત કરવા છતાં પણ પોતે માનેલા સત્યવકતાની માનસિક વિકૃતિ થવા ન પામે- તેની ખાતર લખી નાખ્યું છે કે, "પરંતુ તે બોલીઓની આવક, કયા ખાતામાં લઇ જવી તે બીના શ્રી સંઘની મુનશરીપર છોડી છે." આ પ્રમાણે લખી નાખ્યું છે પરંતુ હું કહું છું કે જો તેઓએ શ્રાદ્ધવિધિકાર મહાપુરૂષે બોલીઓનો ઉપદેશ કરવા પહેલાંજ લખેલા "**देवद्रव्यवृद्धयर्थ**" અર્થાત્ "દેવદ્રવ્યની વૃદ્ધિ માટે" આ અક્ષરો ઉપર ધ્યાન આપ્યું હોત, તેની ઉપર મધ્યસ્થ

બુદ્ધિથી વિચારણા ચલાવી હોત તો તેઓ તે પ્રમાણે લખી મારવાનું સાહસ કદી પણ ન કરતે.

પ્રકાશકજી ? જો આચાર્યે ધર્મવિજયજીએ પરંપરાને કાઢી નાખવા કે રદ કરવા ઉપદેશ ન આપતાં તેમાં યોગ્ય એટલે શાસ્ત્રને અનુસરતો સુધારો કરવા ઉપદેશ આપ્યો હોત તો પૂજ્યપાદ–પરમગુરૂ શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજ અને શ્રીમાન સાગરાનંદસૂરીશ્વરજી મહારાજ કદીપણ તેમની વિરૂદ્ધમાં ન આવતા પ્રત્યુત તેમની સહાયમાં ઉભા રહેતા.

પ્રકાશકજી? તમે શા આધારે કહી શકો છો કે બોલીઓના ઉપદેષ્ટા આપણા તીર્થંકરો કે ગણધરો નથી? તેમજ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના કાળમાં પણ આવી બોલીઓની જરૂર નહિ હોવાથી તેહસ્તિમાં આવી નથી? તમોએ કુમારપાલ પ્રબન્ધ આદિ ગ્રન્થો જોયા છે યા નહિ? અને જોયા છે તો શું તેમાં નથી જોઇ શકયા કે કલિકાલ સર્વજ્ઞ પ્રભુ શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજની સમક્ષ મહારાજા કુમારપાલ બોલી બોલ્યા છે? તમને કયાં ખબર છે કે—વર્તમાનકાળમાં પણ શાસનહિતના કાર્યોમાં આચાર્યો એકસંપી થઇનેજ વર્તે છે, તેમજ તેવા કાર્યોમાં તેઓની અરસપરસ ખંડન મંડન વૃત્તિ છે જ નહિ. જો તેમ ન હોય તો હાલની ચાલુ ચર્ચામાં એક સુધારક નામધારી આચાર્યને મુકીને બધાએ આચાર્યોનો એક મત થઇ શકતો જ નહિ.

શ્રાદ્ધ વિધિના પાઠનો સાગરાનંદસૂરિજી તરફથી થએલો અર્થ સાચોજ છે. પણ ગુંચવણી વધારનારો નથી અને આસ્તિકોને તો તે અર્થ બરોબર રૂચી ગયો છે. આ હકીકતની ખાત્રી માટે ગત અષાઢ માસના 'જૈન ધર્મ પ્રકાશ' નામના માસિકની સ્ફુટ નોંધ અને ચર્ચા

જોઇ લેવી. પરંતુ શ્રદ્ધાહીન અજ્ઞાનીઓને તો ધર્મસૂરિજી અને તેના શિષ્ય સમુદાયે ખરેખર ગુંચવીજ નાખ્યાછે. તે ગુંચારાથી તે બીચારાઓ કયારે છુટશે તે જ્ઞાની મહારાજ જાણે.

પ્રકાશકજી ? તમે વળી "દેવદ્રવ્યની આપણી પાસે સો કરોડ કરતાં વધુ રકમો આપણી પાસે છે." આ ગપ્પગોળો કયાંથી ગબડાવી દીધો ? જો આ વાત સાચીજ હોય તો ઘણુંજ આનંદ થવા જેવું છે, જો તમોએ બરાબર તપાસ કરીને દરેક સ્થળોના આંકડાઓ મેળવ્યા હોય તો બહાર પાડશો કે જેથી સમાજ જાણીને ખુશી થાય.

સંપાદકજી ? દયાજનક દશ્ય તો તમે માનેલા જાહેર હીમ્મતવાળાઓનું અને તેને પોષણ આપવા બહાર પડેલાઓનું છે નહિ કે બીજાઓનું. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવના નામે શાસ્ત્રીય માર્ગનો લોપ કરવા, ઉન્નતિના નામે સમાજની અવનતિ કરવાને કટીબદ્ધ થયેલા અને ધર્મના સ્વરૂપથી અનભિજ્ઞોને અધર્મી બનાવવા તૈયાર થએલાઓ પછી તે પત્રકારો હોય કે આચાર્યો હોય ગમે તે હોય તે બધાએ પરમાત્મા મહાવીરની આજ્ઞાનો ભંગ કરનારાજ છે. તેવાઓને 'સંસાર પરિભ્રમણના' ભયની સુચના કરનારા મહાપુરૂષો અને વિદ્વાનો પ્રભુ મહાવીરની આજ્ઞાને અનુસરીનેજ ચાલનારા છે, શાસ્ત્રાજ્ઞાને બાજુપર રાખીને "સમયોચિત" ના ઓઠા નીચે મનસ્વી ફેરફારો કરવા બહાર આવેલા મહાત્મા કઇ કોટિના છે એ સમાજની જાણબહાર નથી. સમજ્યા ? માટે પ્રકાશકજી ? જે કંઇ લખો તે સમજી અને વિચારીને લખ્યા કરો જેમ તેમ ભુંસ્યાજ ન કરો.

અપૂર્ણ.

# સંપાદકની નિર્વિચારકતાનો નમુનો.

" દેવદ્રવ્યના સમ્બંધમાં આચાર્ય કમલસૂરિના મેનીફેસ્ટાપર જુદા જુદા સાધુઓની લેવાતી સહીઓ, મુનિરત્નશ્રી ભલ્લભવિજયજીને અંતઃકરણ વિરૂદ્ધ આ મેનીફેસ્ટાને આપવી પડેલી સમ્મતિ, મુનિશ્રી કર્પુર વિજયજીએ દબાણથી ફેરવેલી વલણ " આવાં લાંબાં લાંબાં ત્રણ મથાળાં કરી સંપાદકે કરેલું લાંબુ લાંબુ લખાણ કેવળ સંપાદકની નિર્વિચારકતાનો નમુનો છે.

સંપાદકને એટલી પણ ખબર નથી કે-ખંભાતથી પ્રસિદ્ધ થયેલો નિર્ણય કે જેને તેઓ 'મેનીફેસ્ટા' ના ઉપનામથી ઓળખાવે છે તે કોનો છે તેમજ ફરજીઆત કોને કહી શકાય.

સ્વતંત્ર અને સચિત્ર આગેવાન માસિકના સંપાદક પ્રથમ લખે-છેકે "આચાર્ય સાગરાનંદજીના મેનીફેસ્ટા ઉપર આચાર્ય કમલ સૂરિએ સહિ કરી આપી" અને પછીથી લખે છે કે-"આચાર્ય સાગરાનંદજી તરફથી કોલાએક ગૃહસ્થો કમલસૂરિના મેનીફેસ્ટા પર સાધુઓની સહીઓ લેવા સ્થળે સ્થળે નીકળી પડયા છે," આતે કેટલી નિર્વિચારકતા ? વળી લખે છે કે- " આ ( સાગરજી તરફથી સહીઓ લેવા નીકળેલા ) ગૃહસ્થો મુનિશ્રી વલ્લભ વિજયજી પાસે ગયા હતા " ઠીક તેઓશ્રી પાસે ગૃહસ્થો ગયા હતા કે નહિ એ વાત બાજુપર રાખીએ પરન્તુ સંપાદકજી એ પણ બતાવી શકશે કે. સાગરજી તરફથી ગૃહસ્થો ગયા હતા અને તે અમુક અમુક હતા ? मूलं नास्ति कुतः शाखा.

સંપાદકને એટલી પણ ખબર નથી પડતી કે આ મારી વિચાર શૂન્ય થયેલી વૃત્તિને આધીન બનીને " જે સહીઓ મેનીફેસ્ટા ઉપર

જોવાય છે તેનું કારણુ મેનીફેસ્ટાની સત્યતા નહિ, ” આ પ્રમાણે લખવાથી પ્રવર્તકજી મહારાજ શ્રી શ્રી શ્રી કાન્તિવિજયજી મહારાજને અને મુનિરત્ન શ્રી વલ્લભવિજયજી આદિને કેવા મોટા દૂષણુથી દૂષિત બનાવું છું.

સંપાદકજી ? તમને કયાં ખબર છે કે સત્યને પ્રાણુાન્તે વલગી રહેનારાઓ—સત્ય માલુમ પડતાં અસત્યને એકદમ ત્યાગી દે છે પણુ દુરાગ્રહી નથી બનતા માટે મુનિશ્રી કર્પુરવિજયજી એ પણુ સત્ય હકીકત ખ્યાલમાં આવતાંની સાથેજ પોતાના વિચારો ફેરવ્યા પરન્તુ તેઓ અસદાગ્રહના પાશમાં ન સપડાયા.

સંપાદકજી ? સુધારક શબ્દ માત્રથી અંજાઇ જઇને તેની ખરી ખોટી સ્તુતિમાં ઉતરવા પહેલાં સુધારકની વ્યાખ્યા કરવાની ઘણીજ જરૂર હતી. ખેર ભુલી ગયા હોય તો હવે કરો.

શું સુધારકો યદ્વા તદ્વા બકવાદજ કરતા હશે ? પોતે પ્રસિદ્ધ કરેલા મુદ્દાઓને સિદ્ધકરવા પ્રમાણુ શૂન્યજ કાગળો કાળા કરતા હશે ? અને પાછળથી મુદ્દાઓને બાજુએ રાખીને બીન જરૂરીજ લખ્યા કરતા હશે ? પ્રતિવાદીઓ તરફથી પુછાતા પ્રશ્નોને પેટમાંજ રાખી મૂકતા હશે ? પ્રતિજ્ઞાઓ કરી કરીને નેવેજ મૂકતા હશે ? પોતાની વિરૂદ્ધમાં આવેલા પ્રમાણુથી ગભરાઇ જઇને અસત્ય પ્રલાપ પણુ કરતા હશે ? અને છેવટે પોતાના મુદ્દાને સિદ્ધ કરવાનો—શુભ પ્રસંગ મળવા છતાં પણુ પ્રતિવાદી પ્રબળ છે એમ સમજીને પોતાના અનુયાયિઓને બાળચેષ્ટા કરવા ચર્ચાના મેદાનમાં મોકલતા હશે ?

સંપાદકજી ? જે સુધારક ઉપર તમે ફીદફીદા થઇ ગયા છો અરે જેની ખાતર તમે તમારી શુદ્ધિ અને બુદ્ધિપણુ ગુમાવી છે. તે

સુધારકે ઉપર પ્રશ્નો દ્વારા સૂચિત કરેલાં કાર્યોને મૂકીને બીજું એક પણ નવું કાર્ય કર્યું હોય તે બહાર મૂકશો.

ખરેખર આજકાલના કેટલાક ચીંથરીયા પત્રકારો સ્વાર્થાંધ થવાથી અજ્ઞાનવશ બનીને હમેશાં પારકી આંખેજ દેખનારા પારકી બુદ્ધિએ વિચારનારા અને પારકા હૃદયથી સમજનારા બનીને પોતાના પત્રને કલંકિત બનાવે છે અને પોતે બુદ્ધિના બારદાનો તરીકે પ્રસિદ્ધ થઇને આ જીંદગીમાં ટકાના ત્રણ શેર બને છે અને પરલોકમાં શું સ્થિતિ થશે તે જ્ઞાની મહારાજા જાણે.

શાસ્ત્રાનુસારિ મહાત્માઓ સ્વેચ્છાચારીઓને–શાસ્ત્ર વિરૂદ્ધ વર્ત્તન કરનારાઓને સમજાવે છે કે શા માટે નાસ્તિક–શ્રદ્ધા હીન થાઓ છો? શા માટે ધર્મભક્ષક એટલે ધર્મના નામે અધર્મ સેવો છો? શા માટે મિથ્યા ભાવનાને આધીન બનીને સમ્યક્ત્વને ગુમાવી દોછો? એવી સુચનાઓ કરે છે જો એ સુચનાઓનો અનાદર કરીને તેઓ પોતાના તેવા વર્ત્તનમાં ફેરફાર નથી કરતા ત્યારે તે મહાત્માઓ તેઓ તરફ દ્વેષને નહિ ધારણ કરતાં માત્ર મધ્યસ્થ ભાવનાને ધારણ કરે છે અને તે તેમનું અનિવાર્ય કર્ત્તવ્ય છે. અને તે કર્ત્તવ્યનું પાલન તેઓએ કરવુંજ જોઇએ,

રીવ્યુના સંપાદક તથા પ્રકાશક પોતાના અમદાવાદના લેખમાં લખે છે કે " પન્યાસ દાનવિજયજી આ શહેરમાં, મુનિશ્રી રામવિજયજી ઇત્યાદી સાથે પધાર્યા છે? અમદાવાદમાં પધાર્યા બાદ દેવદ્રવ્યના સંબંધમાં અત્રે એક મ્હોટી સભા તેઓએ બોલાવી હતી, અને મુનિશ્રી રામવિજયજીએ બે કલાક સુધી ભાષણ આપ્યું હતું " આ સ્થળમાં સંપાદકજીને મારે જણાવવુંજ જોઇએ કે તે મહાત્માના અધ્યક્ષ પણા નીચે એક નહિ પણ ત્રણ મ્હોટી સભાઓ ભરાઇ હતી અને તે સભાઓના કર્તા

કાદમા નહિ પણ અમદાવાદ સંઘના એક આગેવાન સદ્‌ગૃહસ્થ હતા
ભાષણકર્ત્તાએ ધર્મ સૂરિજીનું કથન કપોલ કલ્પિત છે એમ જાહેર
ની સાથે ધર્મવિજયજીએ આપણા પુરાતન મહર્ષીઓ ઉપર કરેલા
ચ્ય આક્ષેપોને પણ પ્રકાશમાં મૂકયા હતા જેથી આખી સભાના
માં તેમના (ધર્મ વિજયજીના) તરફ તિરસ્કાર ઉત્પન્ન થયો હતો
સભાએ તેને શબ્દો દ્વારા વ્યકત પણ કર્યો હતો.

સંપાદકજી ? (સભામાં અધ્યક્ષ તરીકે બિરાજેલા) તે
મા કોઇને ઉતારી પાડવાથી ધર્મરક્ષા થતી હોય તેમ
ાજ નથી કિન્તુ શાસ્ત્રાધારે શાસ્ત્રનિરપેક્ષ વાતોને પ્રકાશિત
સમાજને સન્માર્ગ બતાવવામાં ધર્મ રક્ષા અને શાસન
માને છે, તેમજ તેઓશ્રીએ વિદ્યાલયના સંબંધમાં કોઇ પણ જાતનો
ચ્ય આક્ષેપ કર્યોજ નથી છતાં પણ તમે " મહાવીર જૈન વિદ્યા-
જેવી સંસ્થાઓએ શું ગન્હો કર્યો છે કે તેઓની પણ ઝાટકણી
માં આવે છે" આ લખાણ શા આધારે કરો છો ?

સંપાદકજી ? તમારા લખવા પ્રમાણે આચાર્ય શ્રીવિજયકમલસૂરી
મહારાજ અને પંન્યાસજી મહારાજ શ્રીમદ્ દાનવિજયજી મહા-
કેવલ આંગ્લ કેલવણીને મિથ્યાત્વપોષક નથી માનતા મહાપુરૂષો
ન્તવ્ય શું છે તે સમજ્યા સિવાય તેઓના સંબંધમા જેમ તેમ
નાખવું એ વિચારકનું કામ નથી.

અમદાવાદના લેખની અંદર બીજો પણ નકામો ઘણોજ બકવાદ
છે પરન્તુ તે ઉપેક્ષા કરવા લાયક સમજીને તે સંબંધમાં કંઈ
લખતો નથી.

## એક અન્ડર ગ્રેજ્યુએટ અને મુનિજીને સૂચના.

મહાશયજી ? વસ્તુ સ્વરૂપને સમજ્યા વિના પ્રશ્ન પરંપરાનો પ્રસ્તાર કરવાથી અને યદ્વા તદ્વા બીન જરૂરી, સમ્બન્ધ વિનાનું અં અપ્રસ્તુત લખાણ કરવામાં સમય વ્યય કરવો એ એક વિચારકને અં સાધુરૂપને ઉચિત નથી.

## મુનિજીને માત્ર એકજ પ્રશ્ન.

## સ્વદેશીવ્રત એટલે શું ?

## ઉપસંહાર.

છેવટે હું આશા રાખીશ કે શ્રીમાન્ ધર્મસૂરિજી અને રીવ્યુના સંપાદક તથા પ્રકાશક યોગ્ય રીતે સાધાર સમાધાન કરી તેમજ એક અન્ડર ગ્રેજ્યુએટ અને મુનિજીની સાથે, થયેલી યોગ્ય સૂચનાઓનો સાચા ભાવે સ્વીકાર કરી આ કાર્ય કરવાથી થયેલી મારા સમયની સાર્થકતાને સુશોભિત કરશે. ૐ શાન્તિ.

